ॐ तत्सत्.

# જુગારનો ઝઘડો અને પાપનો પશ્ચાત્તાપ

તથા

# વિદ્યાલક્ષ્મીની વઢવાડ અને સંપની શ્રેષ્ઠતા.

દોહરો.

જુગારના ફંદામાં પડી, કૈક થયા ખુવાર;
"શીવ" કહે જાણી તમે, છોડો દુષ્ટ જુગાર.



વિદ્યા અને લક્ષ્મીતણો, સંપ ત્યાં સત્કાર;
બને સંપ નહિ હોય તો, "શીવ" જુઓ તકરાર.




રચી છપાવી પ્રસિદ્ધકર્તા,

**શીવજી દેવચંદ વડાલીઆ.**

કોચીન—(મલબાર).





આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

કિંમત રૂ. ૦—૩—૦

ૐ તત્સત.

# જુગારનો ઝઘડો અને પાપનો પશ્ચાત્તાપ.

તથા

# વિદ્યાલક્ષ્મીની વઢવાડ અને સંપની શ્રેષ્ઠતા.

**દોહરો.**

જુગારના ફંદામાં પડી, કૈંક થયા ખુવાર;
" શીવ " કહે જાણી તમે, છોડો દુષ્ટ જુગાર.



વિદ્યા અને લક્ષ્મીતણો, સંપ ત્યાં સત્કાર;
જો સંપ નહિ હોય તો, "શીવ" જુઓ તકરાર.



રચી છપાવી પ્રસિદ્ધકર્તા,

**શીવજી દેવચંદ વડાલીઆ.**

કોચીન—( મલબાર ).



આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

કિંમત રૂ. ૦—૩—૦

ૐ

## તત્સત

# અર્પણપત્રિકા.

સર્વ ગુણાલંકૃત માનવર્ય મહેરબાન,—

## શ્રીમાન રામજી કુંવરજી પાઠક.—

મેસર્સ મુલજી જેઠા કુંપની, કોચીનના એજંટ અને કોચીન ગુજરાતી કેળવણીખાતાના માનવંતા પ્રમુખસાહેબની સેવામાં.

આપ સ્વધર્મનિષ્ટ છો, મહાન વિનયી અને વિવેકી છો, ઉત્તમ વિચારવાળા છો, બાલ્યાવસ્થાથીજ તન, મન અને ધનથી પરોપકારી કર્ત્તવ્યોમાં પ્રવેશ કરી એક બાહોશ વેપારી તરીકે આપના નામને આપે દેશદેશાંતરોમાં પ્રસિદ્ધ કરેલું છે, દિનપ્રતિદિન સદ્દપુરૂષોના સમાગમમાં રહી "આપણા દેશનો ઉદય કેમ થાય" તત્સંબંધી સત્‌ચર્ચા ચલાવી તદનુસાર યથાશક્તિ કાર્ય કરો છો, અને ધાર્મિક સંસ્થાઓને ગુપ્ત રીતે આશ્રય આપી પોતાનું જીવન નિર્માણપણે ગાળો છો, ભવિષ્યની પ્રજાને ઉચ્ચ સ્થાનમાં લાવવા તન, મન અને ધનથી બનતી મદદ કરી જાતી ભોગ આપી કોચીનની આપણી સમગ્ર પ્રજામાં રહેલા નઠારા સંસ્કાર દૂર કરવા હાલની ઉછરતી પ્રજાને વ્યાજબી છૂટા પણાને ઉત્તેજન આપી અપાવી તેને નીતિના ખરા રસ્તા ઉપર લાવવા બનતો પ્રયાસ કરો છો, કોચીનની પાંજરાપોળને ઉચ્ચ સ્થિતિમાં લાવવા બનતી મહેનત લઈ મુંગા પ્રાણીનો આશિર્વાદ લેવા અને

કન્યાશાળા તથા ગુજરાતીશાળા સ્થપાવી બાળાઓ અને બાળકોના ભવિષ્યની ઉન્નતિના માટે તેમજ નીતિના શુભ સંસ્કારો પાડવા માટે સારી કેળવણી આપવા આપ મહાન પ્રયાસ કરો છો તથા જુગારથી થતી ખરાબી વર્ણવી જુગાર અટકાવવા જે ભગીરથ પ્રયત્ન કરો છો તેમજ સર્વ બંધુ ઉપર સમાનભાવ રાખી કોઈ પણ પ્રકારનો અહંભાવ નહિ રાખતાં જે કર્ત્તવ્ય બજાવો છો. વગેરે વગેરે આપના અનેક સદ્‌ગુણોથી આકર્ષીત થઈ આ **"જુગારનો ઝઘડો અને પાપનો પશ્ચાત્તાપ** તથા **વિદ્યાલક્ષ્મીનો** વઢવાડ અને **સંપની શ્રેષ્ટતા"** પુસ્તક આપને અર્પણ કરૂં છું.

**કોચીન,**
દેવદિવાળી, સં. ૧૯૭૪.

આપનો આભારી
કૃપાકાંક્ષી,
**શીવજી દેવચંદ વડાલી** આ૦

# પાત્રો.

દિનશંકર—ગરીબ બ્રાહ્મણ.

નંદશંકર—ઠગ ગૃહસ્થ.

છેલશંકર—ઉડાઉ ગૃહસ્થ.

જુગારીદાસ—જુગારી.

મુરખદાસ—મિથ્યાભિમાની.

ચેતનદાસ—ચેતીજનાર ગૃહસ્થ.

ભુલશંકર—ભૂલથાપ ખાનાર.

મુળીઓ—ચોરી કરનાર.

કૃત્યાર્થદાસ—જગત હિતેચ્છુ ગૃહસ્થ.

---



( પ્રાચીન ગુજરાતી સ્કૂલના વિદ્યાર્થીઓએ ભજવી બતાવેલો )

# જુગારનો ઝગડો અને પાપનો પશ્ચાત્તાપ.

---

## પ્રભુ પ્રાર્થના.

### રાગ–કાનરો.

ઈશ્વર તારી ગતી અતિ ન્યારી, પાર ન પામી શકે નર નારી...ઈશ્વર૦
જળમાં સ્થળ પળમાં સ્થળ જળમાં, ઘડી ઘટમાળ વિચિત્ર વિચારી...ઈશ્વર૦
રંક બને છે રાય પલકમાં, ભૂપતિ ક્ષણમાં થાય ભિખારી...ઈશ્વર૦
ન્યાય બરાબર આપી નિરંતર, રાખે માહુ સમ ડુલ સુધારી...ઈશ્વર૦
" બાળ " અનંત ધિમંત કૃપાળુ. જાઉં વિભુ તારી પર વારી...ઈશ્વર૦

---

# અંક પહેલો.

## પ્રવેશ પહેલો.

**સ્થળ**—વિચાર ભુવન.

દિનશંકર—અહા ! પ્રભુ તારી લીલા અપાર છે. તું પલકમાં ચાહે તેમ કરી શકે છે. રાયને રંક કરે છે. અને રંકને માથે છત્ર ધરે છે તો હું પણ એક રાંક છું. તો મારે માથે સુખનું છત્ર નહિ ધરતાં દુઃખનું વાદળ શા સારૂ ફિરાડે છે, તે કાંઇ સમજી શકાતું નથી, મેં એવો શું અપરાધ કર્યો છે, કે મ્હારા સ્નેહીઓ ગાડીઘોડામાં બેસી સંપૂર્ણ મોજશોખ ઉડાવે છે. અને હું આવી દુર્દશાને ભોગ થઈ આંખોમાંથી આંસુ પાડું છું. અરે ! રે ! પ્રભુ, જેવી તારી દયા. તારી દયાને આધીન થયા સિવાય ચાલે તેમ નથી. [ નિશ્વાસ નાખે છે. ] શીવ. શીવ. શીવ. [ એટલું બોલી રવાના થવા વિચાર કરે છે. તેટલામાં નંદશંકર પ્રવેશ કરે છે. )

નંદશંકર—કેમ દિનશંકરભાઈ કેમ ચાલે છે ? આજે તો કાંઈ વિચારમાં પડયા લાગો છો, એવો શું વિચાર છે કે મોહું પણ છેક ઉતરી ગયું ?

દિનશંકર—ના. રે ભાઈ, કંઈ નહિ. વિચાર પૈસાવાળાને આપણે વળી વિચાર શા ?

નંદશંકર—ના, તો પણ કંઇક છે. મ્હારા સમ જો ન કહો તો, શું છે. કહો જોઇએ ?

દિનશંકર—શું કહું ભાઈ, તમે ક્યાં જાણુતા નથી.

નંદશંકર—શું જાણું, ધૂળ. હું કાંઈ પરમેશ્વર નથી કે તમારા પેટની વાત જાણી શકું.

દિનશંકર—અરે ભાઈ! શું કહું, કહેતાં પણ શરમ લાગે છે. આ મારી ગરીબ સ્થિતિના જીવન કરતાં મને તો મરવું ઘણું ઉત્તમ લાગે છે. પણ શું કરૂં: મોત પણ આવતું નથી. [ એમ કહી રડવા લાગે છે. )

નંદશંકર—અરે ! રે ! દિનશંકર. તું તો રડતો ને રડતોજ રહ્યો, તારે તે ભેગું કરીને કરવું છે શું ? મફતની હાય વોય કરીને માથું કૂટે છે. ચાંદલા કરીને ગામમાંથી ઘણા પૈસા એકઠા કર્યા છે તે બધા ક્યાં ગયા ? શુંકરીને ભોંયમાં ભંડારી રાખીશ તેથી શું બમણા થવાના છે? અમારે તો કાંઇ નથી. લાખ મલ્યા નહિ, અને લખેશરી થયા નહિ.

દિનશંકર—લખેશરી તો ઠીક. પણ મરણ મુડી તો જોઇએજ ના ?

નંદશંકર—ઓહો ! પૈસા જોઇએ ? તેમાં શું, ચાલ તને એક રસ્તો બતાવું, કે જેમાં તારે ઘેર પૈસાના ઝાડ પેદા થાય, અને છો-કરાના છોકરા ને તેના છોકરા પણ પેટ ભરીને ખાય.

દિનશંકર—એવો રસ્તો શું છે ?

નંદશંકર—છે, પણ તે કાચે કામે બતાવાય તેમ નથી.

દિનશંકર—ત્યારે કેમ બતાવશો ?

નંદશંકર—જો તું મારી પરમેશ્વર તરીકે પૂજા કરશે, અને પ્રસાદ તરીકે બસો પાંચસો ધરશે તો તને બધો રસ્તો મળી શકશે.

દિનશંકર—અરે ! ભાઈ. પૈસાના ઝાડ બતાવતો હોય, તો બસો, પાંચસો શું વિસાતમાં છે.

નંદશંકર—ઠીક, લાવ ત્યારે.

દિન શંકર—[ ભોંયમાંથી ખોદી આપીને ] ભાઈ તને આપું તો છું. પણ જોજે હો, મૂળાના મૂગા પણ જાય નહિ.

નંદશંકર—તમે તો ભોળા માણસ છો, એટલું પણ જાણતા નથી, કે જાય કે આવે ? પણ જાયજ કેમ ? તારૂં નશીબ તેજ છે.

દિનશંકર—તેજ તો ઠીક, પણ છેલશંકર સાથે આવે તો આનંદ આવશે માટે તેને પણ સાથે લઈએ. [ એટલામાં છેલશંકર આવે છે. ]

નંદશંકર—લો, છેલશંકર પણ સંભારતાજ આવ્યો. આયુષ્ય તો ઘણું છે, હો ભાઈ.

દિનશંકર—આવો છેલશંકરભાઇ આવો, તમને યાદ કરતા હતા.

છેલશંકર—કેમ ?

દિનશંકર—કેમ શું ? પૈસાના ઝાડ જોવા આવવું છે ના ?

છેલશંકર—[ ચમકીને ] હેં શું ? પૈસાના ઝાડ ?

દિનશંકર—જી. હા.

છેલશંકર—ક્યાં છે ?

દિનશંકર—નંદશંકરને ખબર, મને ખબર નથી.

છેલશંકર—કેમ! નંદશંકરભાઈ? આ વાત સાચી કહે છે?

નંદશંકર—ત્યારે શું ખોટી છે? આવવું હોય તો તમે પણ ચાલો.

છેલશંકર—[ નંદશંકરને ] વાહ! રે! વાહ! તમે પણ નંદ છો. પૈસાના ઝાડ તે કોઇ ઠેકાણે જોયાં છે કે સાંભળ્યાં છે?

નંદશંકર—ન જોયાં કે ન સાંભળ્યાં હોય તો ચાલો અમારી સાથે.

છેલશંકર—ચાલો, પણ ઝાડ જોવાની દક્ષિણા કંઈ આપવી પડશે કે નહિ. અને આપવી પડશે તો કેટલી આપવી પડશે.

નંદશંકર—જરૂર.

છેલશંકર—આનો બે આના. આઠ આના કંઈરકમનું નામ તો પાડો!

નંદશંકર—ના, રે ના, ધરવા પડશે તો માત્ર બસો પાંચસો.

છેલશંકર—[ ચમકીને ] હેં શું? પાંચસોને શું કરશો?

નંદશંકર—પાન ઉપર દક્ષિણા મૂકીશું. બીજું શું?

છેલશંકર—પછી શું કરશું?

નંદશંકર—ઝાડને ખંખેરશું.

છેલશંકર—આ તે ઝાડ કે જુગાર.

નંદશંકર—હા, જો હા. એ જ પૈસાનું ઝાડ. છેલશંકરભાઇએ તો જોયું લાગે છે, કેમ! કેવું છે?

છેલશંકર—એ તો બહુજ મઝાનું ઝાડ છે જુઓને ભાઇઓ મારી બા-

ચડાની આ બંગડી વેચી. ત્યાંજ જવાનો હતો. પણ ઠીક થયું કે તમે પણ સાથે થયા.

નંદશંકર– જોયું! દિનશંકરભાઈ! પૈસાના ઝાડનો કેવો પ્રતાપ છે? ઝાડે ચડયું એ બાળે છે ના?

દિનશંકર—ઓહો? એમાં શું મણા. ચાલો ભાઈ ચાલો હવે ઢીલ ન કરો. ( જાય છે )

---

## પ્રવેશ બીજો.

### સ્થળ—રાજમાર્ગ.

[ જુગારીદાસ, ચેતનદાસ, મૂરખદાસ અને પાછળથી ભૂલશંકર આવે છે. તેઓ જુગારના તોરમાં ગીત ગાતાં ગાતાં ચાલ્યા જાય છે. ]

### રાગ–પદ.

ખુબ ખેલીએ (૨) જુગાર ખૂબ ખેલીએ...ટેક૦
ભાભે ભર્યું છે નાણું ભંડારમાં, ઉડાવો ચેલીએ ચેલાએ...ખૂબ૦
ખૂટે કદાપી તો એ થયું શું, હળવેથી જાશું હવેલીએ...ખૂબ૦

ચેતનદાસ—ત્યાં જઇને શું કરીશું?

ખીસા કાતરશું ખાસી ખુબીથી, અક્કલથી કામ ઉકેલીએ...ખૂબ૦
પૈસા પ્રપંચે લેશું પડાવી, હડસેલી પાસા હથેલીએ...ખૂબ૦
પેલા નંબરના પક્કા ખેલાડી, બની મૂછે હાથ મેલીએ...ખૂબ૦

જુગારીદાસ—કેમ મિત્ર મૂરખદાસ તમે તો કાંઇ ટેસમાં લાગો છો? માલ કેટલોક છે?

મૂરખદાસ—મારી પાસે પુષ્કળ છે કેમકે મ્હારી ભાભી પાણી ભરવા પહોંચી એટલે બંદાએ તાળા ચાવી લાગુ કરી તીજોરીમાંથી તમામ ઘરેણું ઉડાવી લીધું.

જુગારીદાસ—ખબર પડશે તો ?

મૂરખદાસ—તો એ શું થયું ? કહેશું કે મને શું ખબર ?

જુગારીદાસ—[ ચેતનદાસ સામું જોઇને ]—તમે કહેશો કે કેટલું આણ્યું છે ?

ચેતનદાસ—મારી પાસે પણ ઘણું છે કેમકે શેઠની ઉઘરાણી કરવા ગયો હતો, તેમાંથી માંડમાંડ પચાસ હજાર મેળવ્યા છે માટે કાંઇ ફીકર નથી.

જુગારીદાસ—શેઠ જાણશે તો ?

ચેતનદાસ—જોયા જાયગા, હમણા તો ઉડાવો મજા, ઓર ક્યા ? ચાલે છે, એતો ગાજરની પપુડી વાગી ત્યાં સુધી વાગી. પછી ખાવાની તો છેજ ના.

જુગારીદાસ—તમારૂં કામ પણ એવડે દોરે છે હો ! પેલું સામે કોણ આવે છે ?

મૂરખદાસ—એ તો ભૂલશંકર.

ચેતનદાસ—કેમ ! ભૂલશંકરભાઇ ! જુગાર ખેલવા પધારો, જુગાર ખેલવા.

ભૂલશંકર—નારેભાઈ, જુગાર કેવો, જુગારનું નામે પુરૂં જાણતો નથી, તો પછી રમતા તો ક્યાંથી જાણું.

મૂરખદાસ—કેમ જાણતા નથી? હજુ ગયે વરસે જ મારી પાસેથી સવાસો રૂપીઆ જીત્યા હતા, અને ખોટું કેમ બોલો છો?

ચેતનદાસ—એમાં શું ખોટું? જુઠું બોલવું એ તો આપણો ધર્મ છે કહ્યું કે:—

જારી જુગારી ચોર જન જુઠા સોગન ખાય.
જુઠું જે બોલે નહિ, તેથી કામ ન થાય.

જોયું? આપણને પણ બનાવે છે, ખીસામાં તો રૂપીઆ છણ છણાટ કરે છે.

મૂલશંકર—પથરા છે.

મૂરખદાસ—નહિં હોય તો હરકત નહિ. આપણા જુગારીદાસ શેઠ આપશે.

મૂલશંકર—પણ પાછા આપવા ક્યાંથી?

ચેતનદાસ—ખીસ્સામાંથી બીજે કયાંથી?

મૂલશંકર—એવો હું પૈસાદાર નથી, કે મારા ખીસામાં પૈસા રહે. માંડ વીસ રૂપીઆનો પગાર મળે તેમાં વાસી રહે શું ને કુત્તો ખાય શું?

મૂરખદાસ—હવે જાણ્યું તમારૂં ડહાપણ, આડીઅવળી વાત મૂકી દઇને ચાલો અમારી સાથે.

જુગારીદાસ—આ પણ પક્કો માણસ છે.

મૂરખદાસ—તમને શું ખબર છે મારા મહેરબાન! આ તો ચીથરે બાંધ્યું રતન છે, દેખાય છે ઠીંગણો પણ એટલો બીજો ભોંયમાં છે. એ તો આપણને પણ વેચીને ખુડદા કરે તેવો છે. અને

ખેલાડી પણ પહેલા નંબરનો છે. એને હું સારી રીતે ઓળખું છું. [ એમ કહી પકડી રાખે છે. ]

ભૂલશંકર—અરે ! પણ પકડો કાં ! મારે શેઠની હુંડી લેવા જવું છે.

મૂરખદાસ—નહિ જવાય નહિ. મારા સોગન છે, જો તમે જાઓ તો. ચાલો અમારી સાથે. [ તેનો ખીસ્સો દબાવી ] પૈસા તો આ રહ્યા, અને ખોટું શા માટે બોલો છો ?

ભૂલશંકર—પણ કોના બાપના ?

જુગારીદાસ—અત્યારે તો આપણા બાપના. રમવું ને વળી પતરાશી સૌ ભાઇઓનો આગ્રહ છે તો ચાલો, જીતશો તો લઇ જશો, તેમાં તમારૂં શું જશે.

ભૂલશંકર—જીતે શું જોડા ? કરમ તો કાળીના છે, નહિ તો શેઠ ન બનીએ શેઠ ?

ચેતનદાસ—તે પણ થશે, ચાલો હવે.

ભૂલશંકર—ચાલો આગ્રહ છે તો.

જુગારીદાસ—ચાલો પણ નંદશંકર કેમ ન આવ્યો ?

મૂરખદાસ—[ આંગળી બતાવીને ] જુઓ તે આવે, બીજાઓને પણ સાથે લાવે છે.

[ એટલામાં નંદશંકર વિગેરે આવે છે ]

ચેતનદાસ—આવો ભાઇ આવો.

નંદશંકર—જી, હા. ચાલો, આજે તો બહુજ મોડું થયું.

સર્વે—ચાલો. [ જાય

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—જુગારભુવન.

[ ચેતનદાસ જીત્યો, અને જુગારીદાસ તથા બીજાઓ હારી જતાં અંદરોઅંદર ઝઘડો થાય છે. ]

નંદશંકર—લે, ચેતનદાસ તો ચાલ્યો !

જુગારીદાસ—જાય તે કેમ ? પકડો તેને, શું બાપનો માલ છે કે લઇ જશે. હજુ સૌ ભાઇઓને તો રમવું છે. [એમ કહી પકડી રાખે છે.]

ચેતનદાસ—હવે શું રમે ? કપાળ, રમી રમીને તો થાકયા, હવે ઘેર જાવું કે નહિ ! હાર્યો જુગારી બમણું રમે એવું તમે પણ કાં કરો ! મને ખોટી ન કરો, મારે જવું છે. રમવું હશે તો કાલે વાત.

જુગારીદાસ—કાલની વાત કાલો કરે, અમારે તો રમવું છે. કેમ તું રમે છે કે નહિ ? નહિ તો કંઇક કહેવું પડશે.

ચેતનદાસ—બોલ શું કહેવું છે ! [ એમ કહી ઠોંસો ઉગામે છે. ]

મૂરખદાસ—શું તારે ઠોંસો મારવો છે ? માર્યો માર્યો તારો શું ભાર છે. લે માર જોઇએ કેમ મારે છે!

ચેતનદાસ—કેમ શું ! આમ ! ( એમ કહી ઠોંસો મારે છે. એટલે મૂરખદાસ બૂમ પાડે છે ).

મૂરખદાસ—મારો, મારો, કેવો દુષ્ટ છે, એક તો પૈસા લઇ જાય છે, ને ઉલટો મારે છે માટે મારો એ નીચને.

હિનશંકર—મરી ગયોરે બાપલીઆ. [ આવી બુમરાણથી માણસો ભેગાં થાય છે, તેમાં એક ચોર આવી પેટી ઉઠાવી જાય છે ]

કલ્યાણદાસ—અરે ! આ શું ઉત્પાત આટલી બધી ધમાધમ કેમ !
( કલ્યાણદાસનો અવાજ સાંભળી બધા જુગારીઓ શાંત થઇ જાય છે. )

મૂરખદાસ—( કલ્યાણદાસ સામે જોઇને ) કાકા, જુઓને. આ ચેનીઓ પૈસાની પેટી લઇ જાય છે.

કલ્યાણદાસ—શા માટે ?

મૂરખદાસ—જીત્યો માટે શું એના બાપના થઇ ગયા ? તેનાથી બધાના પૈસા કેમ લઇ જવાય ?

કલ્યાણદાસ—જીત્યો માટે લઇ જાય, એમાં નવાઇ શું ?

દિનશંકર—કાકા, લઇ કેમ જાય ? તો તો હું ગરીબ બ્રાહ્મણ માર્યો જાઉં, ભોગ લાગ્યા કે હું રમવા આવ્યો. પેટમાં ખાધું પણ નહિ તે પાઇ પાઇ કરીને માંડ પાંચસેક રૂપીઆ ભેગા કર્યા. તે પણ આ પ્રમાણે ગયા. કહેવત છે કે, અકરમીના પડીઆ કાણા. વળી બીજી પણ કહેવત છે કેઃ—

કરમ વિનાના કરમી થઇએ, કેની જાને જઇએ;
કરમમાં હોય લુખા રોટલા, ચોપડયા ક્યાંથી ખાઇએ.

અરે ! રે ! મારૂં પણ તેમજ થયું મને તો આ નંદશંકરે છેતર્યો નહિ તો પૈસાનું ઝાડ જોવા આવત નહિ. નંદશંકર તારૂં સત્યાનાશ જજો તને કોઇ ન મલ્યું ને આ ગરીબ બ્રાહ્મણ મલ્યો હાય ! હાય ! હવે હું શું કરીશ. ને મારી જીંદગી કેમ કાઢીશ બાપલીઆ.

ગૌરીશંકર—ભાઇ આવી ખબર નહિ, જો મને આવી ખબર હોત તો હું પણ બધું ગુમાવી બાવો થાત નહિ.

છેલશંકર—જુઓને હું પણ કેવો ગાંડો! કે મારી બાયડીની બંગડી વેચીને રમવા આવ્યો. આશામાં ને આશામાં મરી ગયોરે બાપલીઆ ખાવાને અન્ન પણ રહ્યું નહિ.

મૂલશંકર—વોય! વોય! મેં પણ કેવી ભૂલ કરી, કે શેઠને પૂછ્યા વિના હુંડીના પૈસા લઇને અહીં આવ્યો. જુગારીઓ તમારૂં સત્યાનાશ જાઓ, કે આગ્રહ કરીને રમવા આણ્યો. [ એટલામાં ચેતનદાસ રડતો રડતો આવે છે. ]

ચેતનદાસ—મરીગયોરે બાપલીઆ મારી પેટી કોઇ ઉડાવી ગયું. હવે હું મારા શેઠને કાળું મોહું કેમ બતાવીશ. હું તો ધોએલ મૂળા જેવો થઇ ગયો. હાય! હાય! હવે હું શું કરૂં. વીસ રૂપીઆના પગારમાં શેઠની ઉઘરાણીના પચાસહજાર પરબાર્યાં લીધા. તે હવે ક્યાંથી આપવા? મારૂં તો મોત આવ્યું રે? બાપલીઆ.

કલ્યાણદાસ—ભાઇઓ, તમે રડોમાં. શાંત થાઓ. થયું તે થયું. ગત વસ્તુનો શોક કરવો નહિ, ખાલી શોક કરવાથી પાછું મળી શકે તેમ નથી, આ ધંધોજ નીચ છે. માટે આ રમતમાં આથી પણ વધારે નુકસાન થયું હોત તો હું ઘણોજ ખુશી થાત. કેમકે તમે બહુ ખોટું કામ કરો છો. પણ યાદ રાખજો કે જુગાર એ એક હરામ ચસકો છે. જેને તે હરામ ચસકો લાગે છે. તે માણસ દુનીઆમાંથી પાયમાલ થઇ જાય છે. જુગાર એ જુઠું બોલવાનો રસ્તો છે જુગાલ જુઠું બોલાવે છે, ચોરી કરાવે

છે ટંટા કરાવે છે અને સગાં વહાલાંમાં પણ વિરોધ પડાવે છે. એટલું જ નહિ, પણ દુનીઆમાં નીંદા પાત્ર પણ તેજ કરાવે છે જુગાર રમવાથી આબરૂ જાય છે, પૈસો જાય છે, અને માણસોમાંથી ભરોસો પણ ઉડી જાય છે. એવા જુગારી માણસોને કોઈ પણ આંગણે ઉભું રાખતું નથી તથા કોઇ વેળા કમોત પણ થાય છે. તો પણ એવા દુષ્ટ જુગારને પસંદ કરી મોટા મોટા ગૃહસ્થો, વેપારીઓ અને સ્ત્રીઓ પણ પવિત્ર તહેવારમાં જુગારનું મહા પાપ કરે છે તેમાં કેટલાએક દિવાળાં કાઢી દુઃખના દહાડા ભોગવતા થયા છે જેના ઘરમાં જુગારીઓ એકઠા થઇ જુગાર ખેલે છે. તેના ઘરમાં જમનો પાટલો બેઠેલો ગણાય છે જેના ઘરમાં ભાઇઓ અને બહેનોએ જુગાર ખેલ્યો છે, તેઓને ભવિષ્યમાં ઘણું માઠું પરિણામ ભોગવવું પડયું છે દાખલા તરીકે જુઓ—લોભીલાલભાઇએ લક્ષ્મીની લાલચથી જુગારનો પાટલો ઘરમાં માંડયો હતો. તો તેના પરિણામે સર્વ લક્ષ્મીનો નાશ થયો, અને અંતે દિવાળું ફુંકવાનો વખત આવ્યો. તેમજ વિષયલાલને પણ વેશ્યાને ઘેર વસવું પડયું. વળી લક્ષ્મીબાઇ, કજીઆબાઇ અને અવિદ્યાગૌરીને વન વન ભટકી, ભૂખ, તરસ વેઠી મરણને શરણ થવું પડયું હતું. તેનું કારણ પણ જુગાર છે વળી જુઓને પૂર્વે કૌરવો અને પાંડવો, નળ અને પુષ્કર. અને એવાં એવાં અનેક મહા પુરૂષો અને સ્ત્રીઓ જુગારના ફંદમાં પડી રાન રાન રવડી રખડીને ખુવાર મળી ગયા છે. તેના નામની નીશાનીઓ આપણી આંખ આગળ મોજુદ છે આપણે જાણીએ છીએ કે

જુગાર એ એક જીંદગીનું જોખમ છે. છતાં પણ તેનો છેડો છોડી શકાતો નથી. કેમકે જુગાર રમનારાઓમાંથી જે માણુસ જીતે છે તેને જીતના નીસાનો તોર ચઢે છે અને હારનાર માણુસને ક્રોધનો આવેશ પ્રગટ થાય છે જેથી અંદરો અંદર કપાઈ મરે છે તે તમારાજ દાખલાથી તમે જાણી શકશો કહ્યું છે કે "જુગારમાં જીતે તેનું અર્ધું મોઢું કાળું અને હારે તેનું આખું મોઢું કાળું કહેવાય છે "તો પણ જુગારનો છેડો છોડી શકાતો નથી. તે બાબત ઘણો દીલગીર છું.

જુગારીદાસ—કાકા, તમારૂં કહેવું સત્ય છે જગતમાં ખરાબી કરનાર જુગારજ છે જુઓને હું પણ કેવો ઘેલો કે મારા બાપે પાઇ પાઇ કરીને પાંચ લાખ રૂપીઆ એકઠા કર્યા હતા તે મેં પલકમાં કાંકરાની માફક ઉડાવી નાખ્યા. તે પણ જુગારમાંજ ગયા. મને અફસોસ થાય છે, કે નાણાંનું નાણું ગયું અને હું જગતમાં નિંદા પાત્ર થયો માટે ધિઃક્કાર છે આ મારી જીંદગીને.

મૂરખદાસ—હું પણ કેવો મુરખ. કે બિચારી મારી માએ રેંટીઓ કાંતી પેટમાં અન્ન પણ પુરૂં ખાધું નહિ અને મારે માટે પૈસો પુષ્કળ વધાર્યો તે મેં આંધળાએ અવળે માર્ગે ઉડાવી નાખ્યો એથી મને પસ્તાવો થાય છે કે, આ કરતા હું મારી માને પેટ પથરો પડયો હોત તો શું ખોટું હતું [ નિશ્વાસ નાખે છે. શીવ. શીવ. શીવ. ]

ચેતનદાસ—ખરેખર, મારૂં પણ તેમજ થયું. જીત્યો પણ ન જીત્યા જેવો થઇ પડયો. કહ્યું છે કે—"કીડી સંચે તેતર ખાય અને પાપીનું ધન પરે જાય" વળી બીજી પણ કહેવત છે કે—

"ચોરીનું ચંડાળે જાય ને પાપી હાથ ઘસતો જાય" તેમ હું પણ હાથ ઘસતોજ રહ્યો હવે હું શું કરૂં. અરે! રે! શેઠને પૂછ્યા વિના પચાસ હજારની ઉઘરાણી ઉચાપત કરી. પૈસાદાર થવાની લાલચે જુગાર ભૂવનમાં આવ્યો અને નાણાંનો નાશ કર્યો. હવે હું શેઠને શું કહીશ? ખરેખર મારૂં તો મોતજ આવ્યું રે બાપલીઆ. પ્રભુ દયાળુ થઇને જો આ આફતમાંથી ઉગારે તો કોઇ દહાડો જુગાર ન રમવાની પ્રતિજ્ઞા કરૂં છું.

**સર્વે**—(આંખમાં આંસુ લાવી.) કાકા. અમે પણ પ્રતિજ્ઞા કરીએ છીએ કે, હવે પછી કોઇ દહાડો જુગાર રમીશું નહિ.

કલ્યાણદાસ—તેની શું ખાત્રી કે હવે પછી નહિ રમો, જુગારીઓનો વિશ્વાસ શું? એ તો જ્યાં સુધી પૈસા ન મળ્યા હોય ત્યાં સુધી પ્રતિજ્ઞા. પણ પૈસા હાથ પડયા કે પાછા જુગાર રમવા દોડી જાય છે.

**ચેતનદાસ**—કાકા, તમારૂં કહેવું સત્ય છે પણ હવે પછી તેમ થશે નહિ. કારણ કે વડીલોનું વચન યાદ આવતાં મારૂં હૃદય ફાટી જાય છે કહ્યું છે કે—

જે જન રમે દુષ્ટ જુગાર, તેના જાય છે ઘરબાર;
જોરૂ જમીન જર વેચાય, મીલકતનું મીંડું મૂકાય.

ખાલી ન રહે ખાવા અન્ન, વેઠી ભૂખ ફરશે વન;
તો પણ દુઃખનો નહિ પાર, ના'વે ગયું નાક લગાર.
નીંદે જગતમાં નરનાર, એ સંસારમાં શું સાર;
જે જન રમે દુષ્ટ જુગાર, તેને "બાળ" છે ધિક્કાર.

સર્વે—ધિક્કાર. ધિક્કાર. ધિક્કાર.

ચેતનદાસ—માટે હવે પછી આવા ધિક્કારોથી દૂર રહેવા અમારા અંતઃકરણનો અફસોસ ખાત્રી આપનાર બસ છે.

કલ્યાણદાસ—સાબાસ બંધુઓ સાબાસ, તમારા જેવા જુગારના પૂર્ણ વ્યસનીઓના અંતઃકરણમાંથી આવા ઉત્તમ ઉદ્ગારો નીકળતા જોઇ મારા મનને ઘણોજ આનંદ થાય છે અને લાગે છે કે હવે પછી કોઇવાર તમે જુગાર રમશો નહિ. ભાઇઓ—આ પ્રમાણે આવા દુષ્ટ રિવાજોને જડમૂળથી ખેંચી કાઢવા કેડ કસી બહાર પડશો અને દરેક બંધુઓને તેના પંજામાં સપડાતા અટકાવશો તોજ અમારૂં, તમારૂં અને આખા ભારતનું ભલું થયા સિવાય રહેશે નહિ.

જુગારીદાસ—કાકા, આજે અમને ઉપદેશ આપી પાપમાર્ગમાંથી સત્ય માર્ગ ઉપર દોરી દીધા છે તેના માટે આપનો ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ. વળી સર્વ બંધુઓને બે હાથ જોડી વીનંતી કરીએ છીએ કે—

જે જન રમશે દુષ્ટ જુગાર, ખરેખર તે નર થશે ખુવાર,—ટેક.
અન્ન આબરૂ મળે ન જેમાં, કમી થાય કલદાર;
લોક ભરૂંસો લેશ ન રાખે, નિંદા કરે અપાર. જે જન૦

મહા પાપ જુઠું જાણે, પણ જુઠ માર્ગને ઝાલે;
ચોરી જારી શીખી, ચપળતા, ઘડીકમાં ઘર ઘાલે. જે જન૦

પાસેનું પરવારી પોતે, પરનું લેવા તાકે;
પ્રપંચના પરિણામે ફળમાં, પળમાં ધૂળજ ફાકે. જે જન૦

હરામ ચસકે થાય હડકવા, પાંચ લાખનું પાણી;
તો પણ બમણું રમે તોરથી, બધું થાય ધુળધાણી. જે જન૦

એક વસ્ત્ર પણ રહે ન અંગે, રહેવાને ઘરબાર;
ઘરણી કેરા હરી ઘરેણાં, નિર્લજ વેચે નાર. જે જન૦

ઘરમાંથી ઘંટી પણ વેચી, રમવા જાય જુગાર;
બાવો બની બનાવે પરને, પણ નવ સમજે સાર. જે જન૦

જુઓ પાંડવોને પણ તેમાં, હરકત પડી હજાર;
વસ્ત્રાહરણ થયું વનિતાનું, જાલ્યો હાથ જુગાર. જે જન૦

વળી જુઓ વૈદર્ભિ વનમાં, પામ્યા બહુ પરિતાપ;
અન્નોદક રજ મળ્યું ન તે પણ, જુગારનોજ પ્રતાપ. જે જન૦

આદી અનેકને આફતમાં, ભાળ્યાં થતાં ભીખારી;
જોરાવરના જાન ગયા છે, વીરો જુઓ વિચારી. જે જન૦

માટે એવા મહા પાપથી, બચો બચાવો બેલી;
તોજ ભલું આ થશે ભારતનું, "બાળ" શિખામણ છેલ્લી. જે જન૦





કોચીન ગુજરાતી કન્યાશાળાની બાળાઓએ બતાવેલી

# વિદ્યાલક્ષ્મીની વઢવાડ

અને

# સંપની શ્રેષ્ઠતા.

—x⁓⁓x—

## પ્રાર્થના.

### રાગ કલ્યાણ.

શ્રી સરસ્વતી, સુણી આ મની સ્તુતિ;
સુભકર સુખકર સદૈવ, આપ સન્મતિ. ટેક૦
દુનિયા માંહે ઘણી દેવીયો, પામી આપ પ્રસાદ;
અતિ તપસ્વી થઇ યશસ્વી, ગાજે છે ગુણ નાદ....શ્રી૦
એવા યશથી કરો ઉજળી, આપી ઉત્તમ જ્ઞાન;
સમજી સ્ત્રી કર્તવ્યો સઘળાં, નિત્યકરે ગુલતાન....શ્રી૦
મહા મુઢને કર્યા વિસારદ, તો નહિ અમને કેમ ?
ઉચ્ચ વૃત્તિ સદ્બુદ્ધિ આપો, પ્રેમ પ્રેમ ને પ્રેમ....શ્રી૦
આપ કૃપાની આપ પ્રસાદી, ભલું આવવા ભાન;
બાળ કન્યકા દ્વય કર જોડી, શુભ માગે વરદાન...શ્રી૦

**સ્થળ—રસ્તો.**

( વિદ્યાગૌરી અને લક્ષ્મીગૌરીનો રસ્તામાં મેલાપ થાય છે. )

વિદ્યાગૌરી—કેમ ! લક્ષ્મીગૌરી બેન ! આજ તો કાંઇ લ્હેરમાં ?

લક્ષ્મીગૌરી—શા માટે નહિ, આજ કાલ તો મારી બલીહારી છે.

વિદ્યાગૌરી—શું ત્હારીજ બલીહારી ?

લક્ષ્મીગૌરી—હા, મ્હારી, મ્હારી, ને મ્હારી જ.

વિદ્યાગૌરી—ત્યારે શું ! હું તારી ગણુતીમાંજ નહિ કે ?

લક્ષ્મીગૌરી—ના, બિલકુલ નહિ. મારી પાસે તારી તુલના કોણ માત્ર છે ?

વિદ્યાગૌરી—કેમ ?

લક્ષ્મીગૌરી—તું જાણે છે કે આજકાલ આખી આલમ મ્હારા ઉપર ટકી રહી છે. રાજાથી રંક સુધી દરેક માણુસ મારી છાંયાતળે થનથનાટ કરી રહ્યાં છે નહિ તો બિચારાઓની શી વલે થાત. તેનો તો જરા ખ્યાલ કર ? જગતમાં દરેક જાતનું સુખ અને વૈભવ ભોગવવા માટે, દારિદ્રને દૂર દાટવા માટે, વિવિધ પ્રકારના ભોગ ભોગવવા માટે, તથા મોજશોખ માણવાને માટે માણુસો મારી ઉપાસના કરે છે. એટલું જ નહિ પણ લાખો બલ્કે કરોડો કરોડાધિપતિઓ અને કેટલાએક ગરીબો પણ પૂર્ણ પ્રેમથી મારી પૂજા કરે છે તેથી મારૂં મન ઘણું પ્રસન્ન થઇ તેઓના ઉપર પ્રસન્નતાનો વરસાદ વરસાવી તેઓને આનંદમાં રાખી હું પણ આનંદ મસ્ત ફરૂં છું તેમાં તારી શું બલીહારી ?

વિદ્યાગૌરી—એવી બલીહારીને હું બલીહારી લેખતી નથી. કેમકે ધન

તો નીચને ઘેર પણ હોય છે. તેને લીધે તાહરી મોટાઇ માની શકાય નહિ, જેમ રંગના ચટકા હોય પણ કુંડાં નહિ, વિખના પ્યાલા હોય પણ અમીના નહિ. તેમ ઘરોઘર તારા પથારાથી તું મોટાઇ માનતી હોય તો તે તારી ભૂલ ગણાય.

લક્ષ્મીગૌરી—ભૂલ શા માટે ?

વિદ્યાગૌરી—સાંભળ. નીસ્સાખોર માણસની માફક મોઢે આવે તેમ બકી વાળે છે. પરંતુ ખરા મનથી વિચાર કરશે તો તને ખાત્રી થશે કે તારી મોટાઇ છે કે મારી ?

લક્ષ્મીગૌરી—શું મારા કરતાં તું મોટી ?

વિદ્યાગૌરી—એકવાર નહિ પણ એકવીસવાર.

લક્ષ્મીગૌરી—શી રીતે મોટી ?

વિદ્યાગૌરી—તું ચળ છે, હું અચળ છું; તું બીતીપાત્ર છે, હું પ્રીતિ પાત્ર છું; તું નાશવંત છે, હું અખંડ છું: તું અશાંત છે, હું શાંત છું; તું મને પ્રાપ્ત કરવા અસમર્થ છે, અને હું તને પ્રાપ્ત કરવા સમર્થ છું. તને દરેકનો ભય છે અને હું કેવળ નિર્ભય છું. હવે બોલ હું તારા કરતાં મોટી કે નહિ ?

લક્ષ્મીગૌરી—વાહરે વાહ ! તું પણ ઉસ્તાદ છે. કહ્યું છે કે, "કામ કરે કોઠી અને જસ ખાય જેઠી," તેવી તારી પણ વાત છે. માટે તારૂં બોલવું ફોક છે. લોક તો જાણે છે કે મારી મોટાઇ છે.

વિદ્યાગૌરી—લોક શું જાણે ધુળ, મૂળ તેના મનમાં મારો પ્રવેશ થાય ત્યારેજ તે તારી મોટાઇને ઓળખી સકેને ?

લક્ષ્મીગૌરી—એમ કદી પણ હોયજ નહિ, તારી બધી વાત બનાવટી

છે કારણ કે મારા વિના તારો પ્રવેશ કેમ થાય? માટે ખોટી મોટાઇની શીશીઆરી બંધ કર.

વિદ્યાગૌરી—તારા મનથી તું શીસીઆરી સમજે છે. પણ તારો આધાર મારા ઉપર છે. મારા આવા દેખાવથી તું મને દુર્બળ ધારે છે પણ સંસાર સર્વે સબળ સમજે છે. તું તારા મનથી નક્કી સમજજે કે હું ત્યાંજ તું છે. મારા વિના એકલી હોત તો તારા આશ્રીતો તનેજ ખોખલાં હાંડલામાં ઘાલી જમીનદોસ્ત કરી ગુંગળાવી મારી નાંખતે. માટે મારો ઉપકાર માન કે તું આવી સારી સ્થિતિમાં છે.

લક્ષ્મીગૌરી—વિદ્યાગૌરી તુ ઘેલી બની છે કે શું? આ તું બોલે છે કે બકે છે. કાંઇ નિસ્સો કરીને તો નથી આવીને? આતો ઉલટો ચોર કોટવાલને દંડે એવું તું બોલે છે.

વિદ્યાગૌરી—કેમ વારૂ?

લક્ષ્મીગૌરી–હું હોઉં તો તું, નહિ તો તું ક્યાંથી?

વિદ્યાગૌરી—કેમ નહિ. જ્યારથી પ્રાલબ્ધનું બંધારણ થયું છે, થાય છે, અને થવાનું છે; ત્યારથી મારૂં પણ સાથેજ બંધારણ થયેલું હોય છે. જેથી પ્રાણીઓ શક્તિનુસાર મને ગ્રહણ કરે છે અને તેનું પરિણામ સુખપ્રદ કે એથી ઓછુંવત્તું ભોગવવાને મનુષ્યો ભાગ્યશાળી થાય છે. હુ તારા જેવી ગાંડી નથી કે પ્રાણી ઉપર સ્હેજ પ્રસન્ન થઇ ક્ષણિક સુખની પ્રાપ્તિ કરાવું. કરાવું શાની? તેમ છતાં કરાવું તો સદાને માટે તારે ત્યાં એ હાથ જોડી ઉભા રહ્યા વિના ચાલેજ નહિ. તું તારા તેજસ્વી પુરૂષોમાંજ પૂજાય

છે પણ હું સર્વમાં વંદનીય છું. માટે મારે સર્વની સંભાળ રાખવી પડે છે. જેની તું સંભાળ કરે છે તેની મને ઓછી દરકાર રહે છે. પણ જેને તું તુચ્છ સમજી દરકાર કરતી નથી તેઓની ઉપર મારે પ્રથમ તુષ્ટમાન થવું પડે છે. એટલે પછી તારે અ-કૃપાએ થોડી પણ કૃપા કરી તેઓનું પેટ ભરવું પડે છે. ભરવું પડે છે ને ભરવું પડે છે. [ આવા ભારે પડતા શબ્દો સાંભળી લક્ષ્મીગૌરી ચીડાઇને બોલી ઉઠી. ]

લક્ષ્મીગૌરી—[ ક્રોધાવેશમાં ] હું શું તારી નોકરડી છું. કે પારકાના પેટ ભરૂં! તારે મારી પંચાત કરવાનું કામ નથી નહિ તો હમણાં [ એમ કહી લાત ઉગામે છે એટલામાં સંપરાય પ્રવેશ કરે છે. ]

સંપરાય—અરે! આ શું ધમાધમ!

વિદ્યાગૌરી—જુઓને ભાઈ! લક્ષ્મીગૌરી મને લાત મારે છે.

સંપરાય—કેમ લક્ષ્મીબેન! તમે તો ઉદ્ધત ને ઉદ્ધતજ રહ્યાં. નરમ તો ન થયાં તે નજ થયાં.

લક્ષ્મીગૌરી—તું પણ ઠીક છે. વિદ્યાગૌરીને ન કહેતાં 'ઉલટો મને ઠપકો આપે છે.

સંપરાય—વિદ્યાગૌરીબેન બોલે તેવાં નથી. તેતો નમ્ર અને ઘણાં ડાહ્યાં છે. પણ ખરો તો તારોજ વાંક હશે.

લક્ષ્મીગૌરી—મારો વાંક શું ?

સંપરાય—કંઈક હશે, વાંક વિના વઢવાડ થાયજ નહિ. કહે કે તારો શું વાંક હતો ?

લક્ષ્મીગૌરી વાંક તો એટલોજ કે એ કહે હું મોટી અને મેં કહ્યું કે હું મોટી.

સંપરાય--બસ, એટલુંજ છેને. (સભા તરફ જોઇને) ડાહ્યા પુરૂષો કહી ગયા છે કે સ્ત્રીની બુદ્ધિ પાનીયે, તે બરાબર છે. જુઓને સહજ વાતમાં તો પીંછનો કાગડો કર્યો. સ્ત્રીઓના આવા સ્વભાવથી કુદરત પણ કંટાળી તે બંનેને એક જગોએ રાખતો નથી. તેનું કારણ દ્વેષ અને હંમેશનો કલેશ છે. કૌરવોના કુળનું મૂળ કાઢનાર પણ કલેશજ હતો. માટે કલેશનું મોં કાળું કરો, અગ્નિ જેમ જળથી શાંત થાય તેમ તમે પણ મારા મેલાપથી શાંત થાઓ. દેવી! તમારાથી જુદા નહિ પડવાનું કારણ માત્ર આટલુંજ છે. જો હું જરાવાર જુદો પડું કે તુરત તમે બંને ચડભડી ઉઠો છો એજ તમારૂં મોટું દુઃખ છે દેવી! તમારૂં બળ સમાન છે, પણ મોટાઇમાં વિદ્યાદેવી મહાન છે. તેની ઇર્ષાથીજ તમારે બંનેને વેર થવા પામ્યું છે અને કુદરતે પણ એજ કારણને લઇને તમોને જુદા જુદા સ્થાને ગોઠવી દીધાં છે કે પુનઃ વઢવાનો પ્રસંગ નજ પડે, કદાચ સાથે રાખવાની જરૂર પડે તો તમારી બંનેની સમાનતા સાચવવાને માટે વચ્ચે મને રાખેલો છે માટે ચાલો. હું ત્યાં તમે. મારી શ્રેષ્ટતા એ તમારી પણ શ્રેષ્ટતા ગણાશે. અને તેથી આપણે સર્વ પ્રકારે સુખ ભોગવવા ભાગ્યશાળી થઇશું.

લક્ષ્મીગૌરી—બેન! જોયું! બેની વઢવાડમાં ત્રીજો ફાવ્યો.

વિદ્યાગૌરી—હા, એતો ખરૂંજ તો. પણ આપણને તેમાં ઘણો લાભ છે. પ્રથમ તો આપણે સાથે રહીશું અને વળી આનંદ લઇશું

એ તો મુદ્દાજ. કહ્યું છે કે:—

**રાગ–ધનાશ્રી.**

સંપ વિના નહી સુખ, જગતમાં સંપ વિના નહિ સુખ....ટેક
કુસંપનું કાળું મુખ કરવા, વીરલા રહો વિમુખ...જગતમાં૦
કૌરવ કુળનું મૂળ ઉખેડયું, રોળ્યો રાવણ રૂખ...જગતમાં૦
માટે સર્વ કરો જન સેવા, ખડા રહી સન્મુખ...જગતમાં૦
બાળ સંપથી મળે સુવિધા, ભાંગે સંપતિ ભુખ...જગતમાં૦
સંપરાય—ચાલો, વખત હવે પૂરો થવા આવ્યો છે.
વિદ્યા–લક્ષ્મી—આ ચાલો, **બોલો સંપરાયનો જય.** ( સર્વે જાય છે )



